

# મનરંજન
# નુંજ ગાયન સંગ્રહ



પ્રકાશક.
શા૦ લલ્લુભાઇ નારણદાસ.
બુકસેલર.
ઠે. લીમડાચોક—સુરત.

સુરત ચવટાના પુલપર ટાંકી પાંસે આવેલા "શંકર
પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મરાવ નીકમે છાપ્યું.

કીંમત રૂ. ૦—૬—૦.

# મનરંજન

## રસીક ગાયન સંગ્રહ.

,રદાસ—
વ્હાલા વ્રજલાલ સાથે લાગીરે લગનીયા મ્હારી મહારાજ;
.રી છબી શામળાની, સ્થાપી ઘટઘરમાં મેં તો એને હાથે છે મારી લાજ
વંદ્રાવનમાં ફરતાં ધરતાં વરતાં...આ........વ્હાલા.
હૈડે નીત્ય હેત ધારી બંધુ હળધરના હું તો;
સેવું છોડીને બીજા કાજે...વૃંદા...વ્હાલા૦

સુરદાસ—
આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં
શાંતી પામ્યું છે મન મ્હારૂં રે—આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચીંતામણી ધારૂં રે આજે—આ૦
ભક્તી ભગવાન કેરી કરતાં હંમેશાંજી
થવાનું ત્વરાએ શુભ તારૂં રે—શાણા.

રદાસ—
દેખો દેખો, મેરા નામ માયા મહાન મશહુર હય,
મેરા ન્યારા હી આલમમેં નુર હેં, જોગી ભોગીકુ મેરી જરૂર હય
દીલ યું દે રહે ન કોઇ મુજસે દુર હે વાહજી વાહ વાહજી વાહ

ઉદયભાન—
પંથી પરદેશી ચિત સોપી, હું આ ચા—લી
મનને ભાવે તે કરજો પુન્ય શા—લી.

સાખી—તરસ્યાને ટીંગળાવવા, પડદે રાખી પ્રીત;
પુછ્યું પ્રવીણ પંથી એ, કોણ ગામની રીત.
શુભ સંદેશો લઇ સંચરજો, હું આ ચા—લી.

સાખી—મહા મહીનાનું માવઠું, જંગલ મંગળ ગીત,
સમય વિનાનું બોલવું ત્રણેની એક રીત.
વ્હેલા મંડપ માંહી મળજો હું આ ચા...લી.

ઉદયભાણ—
અહો દીલદાર જરી દેદાર દીવાનીને દેખાડોને
અરે લટકી અધર લટકી મરૂં ફટકી જીગર પટકી.
અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી.
દીલની થાપણ ઓળવી ઘટે ન કરવી ઘાત,
પ્રાણ કહો તો પાઠવું વાલમ કરવા વાત.

સાવીત્રી—
ઉભી ઉભી જોઉં વહાલા તમારી વાટડી,
દેખી રૂપ હરખ ભરાય મારી છાતડી-ઉભી.
દયાનીધી દેવે આપી છે યુવાની
નીરખી નગીના બનીશું દીવાની
આનંદે ગાળીશું દીન રાતડી-ઉભી

ઉદયભાન—
વન વગડામાં ભુલી પડી; તાં અમૃત પ્યાલો પીધોરે.
પીધો લીધો સાર સૃષ્ટીનો, કાલ-અમર ત્યાં કીધોરે...પંથી
અધવચ વગડે વીધું કરડયો, ઝેર ચઢયું છે અંગેજી
કોઇ મુરલીધર મંત્ર ભણે તો, શીતળતા થાય સંગેરે...પંથી
દુનીઆ મારી ચેસ્ટા કરતી ને ગાંડામાં ગણતીરે,
હું ગાંડી, કે દુનીઆ ગાંડી, આપ કરી દયો ગણતીરે...પંથી

સાવીત્રી—
લાગી લગની મને તારી ઓ લલના-લાગી
સુરપતી મતી શું વીસારી
સુંદરી સચીથી અધીક સુખ આપું (૨)
પટરાણી કરી સ્થાપું ઉથાપું ન વચન મનોહારી-ઓ.

સતી દ્રૌપતી—
વારે લાલા મોહન બંસીવાલા
ઠગો છો શાનરે સલુણાં,
જાણી જાણી તમારી મેં ઠગાઈ.

પ્રીત બાંધી હવે હું પસ્તાઈ,
પસ્તાઇ પુરી કાના ઠગાઈ હું તો કાના,
રસ ભીના, રંગીલા, શરમાળા, શામળીયા—વારે૦
શાને સતાવો વાતે વાતે ઉડાવોરે...એરીલાલ.
મેં જાણ્યા સરવે ચાળા અરે જાવો નંદલાલા,
વરજલાલ ગોવાળા છબીલા છોગાળા—વારે૦

સ૦ ચ૦—

હું પરણું કદી નહીં, પીડા ધરું નહીં શીરે કદાપી સંસારની,
રહું બાલકુમારી, સદા બ્રહ્મચારી, હું ભકતી કરું વીશ્વાધારની.
પ્રીતી તણા પીંજર વીષે પરવશ થઈ પડવું નહી,
સંબંધીઓના બંધની બેડીથી તન જડવું નહીં,
આ નાટકી સંસારની દુગ્ધા મહી મરવું નહીં,
અમૃત ગણી ન વીષય વિષ પીવાનું મન કરવું નહીં,
જુઠી માયા અંધેરમાં હું પડું નહીં રહી વાત હ્રદય વીચારની

સ૦ ચ૦—

પાપીનાં મોહડાં કાળાં, સતીઆની બોલબાલા,
થન થન કુટીલ મન શું કરે, તનમન કરી લે તું ભલે,
દોરી છે સહુ તુજ હાથમાં જગનાથના.
શું કરે ભલા વૃથા બડાઇ પ્રભુ કરતા, જગધરતા, સંહરતાં
અદલ ઇનસાફ તેના હાથમાં નાદાન કર ગુમાનના
પાપીની ધારણા થાય અંતે ધુળધાણી,
તજ શઠતા, દુરજનતા મન કરતાં, નીષ્ઠુરતા,

પરશુરામ—

અરે, હાં હાં, જરા ધીરે; ખેંચો ભ્રકુટી કમાન,
અરે જાઓ કરો શાને, ઘેલી અડપલાં આમ.
ધરી ભ્રકુટી કમાને, ઝેરી તો, નયન બાણે
સાંધો સામે સ્નેહીને સંધાન—
જાણે શું; હું બાળા ભોળી, કરો શાને આ ઠઠોલી,
જાણું શું હું તીર શું કમાન ?
થઇ ભોળા ને અજાણી ભ્રકુટી કમાન તાણી,
મોહીની મારે શા મોહ બાણ.

સ૦ ચ૦—

મને સ્હાય કરશે મોરારીરે, વ્હારે ચડશે ગોવરધનધારી
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી, એની ચીંતા કરીશ નહિ મારી
મંજારી બચ્ચાને બળતાં ઉગારી મોક્ષ લીધો ગજેંદ્રને તારી,
દ્રૌપદીના ચીર પુર્યા, થાશે તે સહાયકારી—મને.

ઉદયભાણ—

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો, બોલો બોલો મેના બોલાવે
ડોલો રંગ રસીયાજી ડોલો, જરી ડોલો ડોલો (૨) પ્યારી ડોલાવે,
મેના તારા વચનની વેણુ વાગી, લાગી લાગી લલીત લેહ લાગી.
મેંના વ્હાલી મેના કે, ના કહે પણ જાગી,
જાગી જાગી અજબ જ્યોત જાગી.
પહેલા પોપટજી પ્યારા રામજી સંભારો,
વહા વહા મેના સતી સીતા શું વીસારો.
ચતુર સુજાણ સીતા રામ ઉચરાવું, પોપટજી પાંજરૂં સોનાનું સુજાવું.
લાડથી હું લાલચુ નથી કે લવચાવું સોને રૂપે શું બીડ ભીતરની ભાગું
રૂડાં સુડાં ને રંગે રંગે રમાડું ચાંચે ઘાલીને ફળ મીઠાં ખવાડું.
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે—બોલો૦

મોહીની—

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે—કોઇ.
લાચાર હું બીચારી છું શીદલ્યો કેડોરે.
જુવાનીથી દીવાની છું મારો છોડો છોડોરે—છેડોરે
પ્રાણ દાન છે પ્રીતમાં પુછી કરજો પ્રીત,
પ્રાણ દાન તો સ્હેલ છે કઠણ પ્રીતની રીત.
આધાર તું કીરતાર મારો પાડ બેડોરે,

લીલાવતી—

અવર મદન અલબેલો આ તો દીસે અવર મદન અલબેલો આ૦
શરદ પુનમના સુધાકરે સરખો આજ નગર ઉગેલો—આ૦
મનોહર કસ્તુરીયા મૃગ માફક જોઉં ઝરૂખે ઝુકેલો—આ૦
હું નીરભાગી નાથે તજી મને વેશ્યા અવાશે વસેલો—આ૦
ધન ગણીકા ધરણીતલ તુજને પ્રીય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્ર ચકોર મધુર મેઘ સમ મુજ મન રંગ રહેલો—આ૦
મઠ્યારી વેશે નહી જાણે મુજ છળ છેલ છબીલો—આ૦

**કામલતા—**

તમારે આસરે હું આવી, મને નાથ છોડી ન દેસો.
પ્રિય પ્રાણુ કહી બોલાવી, હવે હાથ છોડી ન દેસો.
ભોળું હતું કુવારૂં જ્યારે, આ મન મારૂં;
પ્રેમ જયોત પ્રગટાવી પરણ્યા; એશુ વ્હાલા વિસારી દેસો—મને.

**સરોજની—**

નખરાળી જોબનવાળી, કોઇ બુલ બુલને બોલાવો,
મચકાળી મેદીવાળી, આ બુલ બુલને બોલાવો.
કોઇ સલુણા સંગે માણું, મોહનમાળા પહેરી;
મદન જંગનું જોર જણાવું, લાલ કોઇ છે લ્હેરી...આ...નં
હાવ ભાવ રસ ભેદ બતાવું, સમજાવું સૌ વાતો;
ગયો વખત પાછો નહિ આવે, માણવી હોય મજાતો...આ...ન.

**માલતી માધવ—**

ચાલ...ચાલ...ઓ...અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી,
તારા ઉરમાં આનંદની હેલી, સાહેલી તારા ઉરમાં આનંદની હેલી;
મળ્યા હવે ભેગા ચંપો ને ચંપેલી.................ચાલ ચાલ૦
મારા પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી;
(ખિલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી હવે ચાલ ?)
(આ આવિયે છિયે)..................................ચાલ૦

**સુરદાસ—**

મેં ભયનો છોડયો ભાસ, નયનો કરીને ન્યારાં,
ઘટઘટમાં કરજો વાસ, પ્રાતે પ્રભુજી પ્યારાં—ટેક૦
વીઠલ વહાલું બીરદ વીચારી, આ સેવકને લેજો ઉદ્ધારી;
વ્યાધી વીદારી શરણે સ્વીકારી. ટાળો પ્રભુ મુજ ત્રાસરે મે૦
આંખ વીણા અતિશય દુઃખી થાશે, જીંદગી આની શી રીતે જાશે;
થાયે હવે શું, ગભરાયે હવે શું, શાને બનો છો ઉદાસરે—મં૦

**સતી દ્રૌપદી—**

સખી સ્વપ્ન મહીમન મોહનને, મેં નિરખ્યા એકાન્ત વિષેશયને;
શરમાઈ રહી રતીનાથ મદે, મુખથી નહિ કાંઇ બોલાય અરે.
વિનવે અતી વલ્લભ વહાલ ધરી, નવ ઉત્તર મુખ અપાય જરી;
નીચું જોઇ રહી દ્રગ પ્રેમ ભરી, ખણતી પૃથ્વી નીજ પાય અરે.

કર સાહી રસીક રૂદે વળગ્યાં, કરમાં બળસેન થયા અળગા;
તુટી હાર ગયો એ રકાજકમાં, કસ કંચુકીની છુટી જાય અરે.
ગમાં સ્વેદથી વસ્ત્ર ભીંજાય અરે, પણ નાથ થયા નગણુંજ અરે;
મનથી મન શેજ ગયું પીગળી, જેમ સાકર દુધની સંગ ભળી,
કીધાં ભોજન નાથની સાથ મળી, મુખવાસ સુવાસ અપાય અરે
મુખ તાંબુલની પીચકારી ભરી, ઉડી અચાનક નાથને અંગે પડી.
સખી તે રજની અને તેજ ઘડી, રસીયો રીસ લાવી રીસાય અરે;
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી, રણ જાય પીયુ અરે હુંથી લડી.
સખીઓ વિનવું તમ પાય પડી, કરો જે રીતે નાથ મનાય અરે.

**સ્નેહસુધા—**

ધાર્યું એક ધણીનું થાય,
આપણું કર્યું કાંઇ નહિ થાય....................ધાર્યું૦
રામચન્દ્ર જેવા સત્ય પુરૂષો, શીદ વનવાસે જાય?
સીતા જેવાં મહા સતી તે, શીદ દોષીત દેખાય?
દશાનન રણમાં શીદ રોળાય? વિધીની કળા ન કળાય–ધાર્યું૦
ધર્મ ધુરંધર ધર્મરાય. શીદ દ્યુત રમવા જાય?
પાંચ પતી જોતા સતી કેરી લજ્જા શીદ લુંટાય?
હતા હંજર બેલી યદુરાય–છતાં શીદ દુઃખમાં તે દુભાય?
કરોને ભલે અનેક ઉપાય છતાં ભાવિ નહીં ભુંસાય––ધાર્યું૦

**કામલતા—**

વાટ જુવે છે વા'લી રશીકવર, રજા અમે તો લેશું બા
પ્રેમ ગુંથણી ગુંથો છાના દૂર, હમે તો થઇશું બા
મને એકલી મુકીને તમે જાઓ ના–થશો એકલાં તમે ત્યાં જાઓ બા
મને લાગે છે બીક–બધું ઠીક છે ઠીક–એમ કેમ,
ખાલી કરો પતરાજી–અમે જઇએ એમાં રાજી
છતાં કરો છો સફાઇ–છોડો જાસું અમે બાઇ
હવે આવજો બા–સખી તું–હા–આવજો બા આલી તું,
હા, આવજો બા, કરો અમન, ચમન, હમે જઇશું બા––વા.

**મહાશ્વેતા કાદમ્બરી—**

રૂપે શું મન રાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો (૨)
હાડ માંસ ને રૂધીર ભરેલું, મઢયું ચામડે અંગ (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ;
ભરૂંસો નહિ સાચોરે, કાયાનો રંગ કાચોરે. ભગવાન૦

**માયા મોહિની—**

રહયો વર્ષોના વર્ષો મવાલી, લાવું બૈરી હવે બસ રૂપાળી,
હોય વિધવા કે ભરથાર વાળી, આવી વાંઢા મેણું નાખે ટાળી;
શેઠ? છે આ જમાનો મવાલી, કોઇ આવી જશે ઝાળી,
હોય આબરૂથી આરપાર ખાલી, હોય વિધવા પણ બે બચ્ચાવાળી
નહિં નહિં–બૈરી લાવીશ બચ્ચા વગરની......(હાક......છીં)
કેવી ઓચીંતી છીંકનું, હાખ છીં...હાખ છીં...હાખ છીં...હાખ છીં
રાંડ નકટી કરૂં નાક વાઢી, વાત વિઘ્નોની આ કેવી કાઢી,
તારી સુરત બનાવું હું કાળી, બૈરી આપી જશે હાથ તાળી–રહયો૦

**પિતૃભકત પુંડલીક—**

મને તું માફ કર શાણી, વચનપર ફેરવ્યું પાણી,
ખરે હું ક્રૂર છું પ્રાણી, ગુન્હેગારી અમારી છે.
લફંગા છો ધુતારા છો, ઠગારા આપ છો પુરા,
અધુરાં લેશ ના ભાળો, હૃદય માંહિ કટારી છે.
લફંગો છું ધુતારો છું, પરંતુ દાસ તારો છું,
જગતના પાપની ઉપર, અખત્યારી હમારી છે.
જણ્યા રાંડે રતન જેવા, ખરેખર બાપને બેટા,
લડે છે શીંગલા ઘેટા, ભયંકરતા થનારી છે,
અમે મસ્તાન પંખીડા, અમે મ્હોબત તણા કીડા,
વડીલો પણ હતાં એવાં, કબુલાત એ અમારી છે.
રૂપાળી જોડ છે થાપી, ટળી બાપા થયા સ્વામી,
રહી ના લેશ પણ ખામી, કહો (બા) છેડ સારી છે.
ઇજારો તો નથી લીધો, રસીલી આજ નખરાનો,
હવે તલસાવ ના પ્યારી, વિરહની આ બિમારી છે.

**મહાશ્વેતા કાદમ્બરી—**

મંજરીએ મનડું મોહ્યુંરે મનગમતા મહારાજ,મારા મનગમતા મહારાજ.
એ શું દીલડું અમ પ્રોયુંરે....................મનગમતા૦

( શું આ પુષ્પ તમને બહુ ગમે છે, )

સાખી—મનને તો ગમતું ઘણું, મુખથી કેમ મંગાય;
વીણ પ્રીછે વીણ પારખે, ઘટે માન મુનિરાય"
સાખી—માગે માન ઘટે નહિં જ્યાં જેવું દાતાર.
સુખે સ્વીકારો પુષ્પ આ ધરો કર્ણ મોઝાર"

અતિ ઉદાર દીલ તમ જોયુંરે...........મનગમતા૦

### મહાશ્વેતા કાદંબરી—

શું કહું કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી,
હું તો દૈવના ત્રાસે હારી રાજ,........શું કહું૦
પરખી પારી જાતિક મેં, અરપણુ કીધું મન મ્હારૂં,
પતી તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂં–રાજ.
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમન આસે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે–રાજ.
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી;
તજી જગત જંજાળ સર્વ હું, પ્રીતે ભજું ત્રિપુરારી–રાજ.

### માલતી માધવ—

હાંહાંરે મને ઠગી, ઠગી મને ઠગી, ઠગારે મને ઠગી, જાણીને ભોળી નાર
ખોટા બોલી શાને ખુવે છે તારો ભાર, આ છે ખોટો કરાર (૨)
ખોટા ખોટા ? હા ખોટો......ઠગી............

**સાખી** "અંતર પ્રેમ વિના બધા, નિષ્ફળ કોલ કરાર,
એ વિણ કો દંપતિ તણો, નવ સુધરે સંસાર,"
આ છે ખોટો કરાર ...............ઠગી૦

### માલતી માધવ—

નાનકડી નાજુક નાર હું–બહુ નાનકડી બહુ–નાનકડી (૩)
મારા વ્હાલાની છું લાડકડી(૨)—બહુ લાડકડી (૩)
આંખ તણે મટકે પટકું છું લાલને–
નાની શું સમજે વ્હાલાના બહુ લને
હું તો બધુંએ સમજું છું જાણી ભોળો ભરથાર તું બહુ માથે
(ચડે) ૩........નાનકડી૦

### સાગર સરીતા—

પ્લીડર કેરા માંડયા ધંધા, ખોટા જગમાંહી મોટા,
ઘરઘર અંદર બન્યા કલંદર મોટા હા મોટા.
જગમાં મોટા ઘરના ખોટા મોટા છે ગોટા,
સઘળે છે પોલંપોલા ભારી, અગડંબગડં ની–યારી,
કોર્ટે મારામારી ભારી, જગમાં પોઝીશનની બલીહારી,
ગડબડ ગોટાથી યારી સાચાની ખ્વારી—પ્લીડર.

## સુકન્યા સાવિત્રી (યમ સાવિત્રી સંવાદ.)

શા માટે શ્રમ કરે સતી, તુજ પતી ભક્તી સાચી (૨)
હવે પુત્રી વળતું પાછી (૨)
સાવિત્રી—સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દિન વનીતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય, ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીયો,
કૃપાનાથ, મમ, પ્રાણનાથ, શું રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ કેમ પાછી (૨)
યમ—સુણી વિવેક ભરીમૃદુ વાણી, થાઓ પ્રસન્ન અતિ મન શાણી.
સત્યવાનના જીવત વિના કાંઈ ઇચ્છીત, વર યાચી (૨) હવે.
સાવિત્રી—મહારાજ ! (મારા અંધ સાસુ સ્વુસ્વર દેખતાં થાય,
યમ—તથાસ્તુ ! ભાગ્યવતી તું અતિ દુર આવી,
થાય કોથી મિથ્યા નવ ભાવી......શા૦
સાવિત્રી—પતી સમીપ શ્રમ નહી જરી, જ્યાં જાએ મમ નાથ,
તપ વ્રત આપ કૃપાવડે, ત્યાં આવું તમ સાથ,
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત્ત પુરૂષની મોંઘી,
કૃપાનાથ મમ, પ્રાણ નાથ શું રહી વૃત્તિ રાચી (૨) વળું.
યમ—અર્થ યુકત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવત વીના, કાંઈ ઇચ્છીત વર યાચી......હવે.
સાવિત્રી—મહારાજ ! (મારા બુદ્ધિશાલી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય.)
યમ—તથાસ્તુ ! ઉત્તમ વર બે આપ્યાં ભાવે, હજી પ્રેમદા પુંઠળ આવે શા.
સાવિત્રી—સુપાત્ર જન કરતાં કદી, સુપાત્રોનું સનમાન,
સાધુ, તો દુસ્મન તણું પણ સાધે કલ્યાણ,
સંત પુરૂષોની સમાન દૃષ્ટિ, દયા તણી વરશાવે વષ્ટિ,
કૃપાનાથ મમ પ્રાણ નાથ શું, રહી વૃત્તિ રાચી. (૨) વળુ.
યમ—શીતળ વચન સુધાસમ તારાં, તૃષાતુર તૃષાની હરનારાં,
સત્યવાનના જીવીત વિના કાંઇ ઇચ્છીત વર યાચી—હવે.
સાવિત્રી—મહારાજ ! (મારા પિતાના કુળની વદ્ધિ
કરનારા મારે સો ભાઈ થાય.)
યમ—તથાસ્તુ, સાસરીયાનું માન વધાર્યું,
પીયરતણું પણ કાજ સુધાર્યું......શા૦
સાવત્રી—પરદુઃખ દુખીયા બને, દુઃખદ હ્રદય વિશ્રામ.

ભરૂસો ભારે સંતનો, કવાનું શુભ કામ,
સજ્જન મહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતું સૌ આવે,
કૃપાનાથ મમ પ્રાણ નાથ શું રહી વૃત્તિ રાચી (૨) વળું.
યમ—મધુરાં નવીન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં,
સત્યવાનનાં જીવીત વીના, કાંઈ ઇચ્છીત વર યાચી (૨) હવે.
સાવિત્રી—મહારાજ ! (મને મારા સ્વામીથી ઐારસ સો પુત્ર થાય.)
યમ—તથાસ્તુ ! ધરેના થાવું અતિવર લોભી,
તજી પુંઠ હવે જા અહીં થોભી......શા૦
સાવિત્રી—સ્વધર્મ વહાલો સાધુને, જે ચુકે નવ લગાર,
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણાં આધાર,
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યુ ન કરે કદાપી,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨) વળું.
યમ—અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી,
ભગવતી છેલ્લુ ઉત્તમ અનુપમ, ઇચ્છીત વર યાચી (૨) હવે.
સાવિત્રી—પુત્ર તણું મુજને દીધું પ્રભુ આપે વરદાન,
જીવીત દાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન.

બુદ્ધદેવ—

પીયુ પીયુ પોકારતી, પપૈયા વધુ ઝુરે વનમાં,
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં—પિયુ૦
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય.
ઝુલતી આ લલીત પાંખડી ભોગી મધુકર ચ્હાય–પિયુ.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય,
નમ્ર નવોઢા નૌત્તમ રમણી રસિક નરવર ચ્હાય,
હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં—પિયુ૦

બુદ્ધદેવ—

ફુલની પાંખડી લ્યો પ્રાણ—ફુલની.
ગણી અંતરની ઓળખાણ—ફુલની૦
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગીના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—ફુલની૦
ઝાઝું શું કહીએ સમજુને સખી નયનના બાણ,
વિમળ કમળ આ સરવર જળનું, ભોગી ભમર શું જાણ.

**કુસુમાવતી—**

આતો હીસ્ટ્રીયા કળાય વાયુ, ગોળો છે ભળાય,
ચાલો ડીસ્પેનસરીમાંય સધારીએ,
ચોટા વિકટોરીઆ માંહ્ય, ડાકટર ભડકાને ત્યાંય......ચા૦
અરે અરરરર હાય, કંઇ કંઈ થાય છે,
ખમા ખમા ડીઅરજાન તને શું થાય છે,
અરે અરરરર હાય, મારો જીવ જાય છે,
મારા કલેજાના ટુકડા તને શું થાય છે,
કાળી જીરી બે વાલ, ગળો લીંમડાની છાલ,
પાઉં કાવો કરી ચાલ માંહી થોડુંક ઝેર ઉમેરીએ......ચાલ૦
જાય કોલેરાનો રોગ, મળે માલતીનો ભોગ,
આવે દીવાળીનો જોગ, લઇ અશ્વની કુમાર ચાલીયે,
અરે, અરરરર..................આરે હાય.

**માહશ્વેતા કાદંબરી—**

બોલો બોલોને અંતરના બેલી નાથ વિનવું કરજોડી.
પિયુ જાશો ક્યાં અમને છોડી, પ્રિતી જન્મોજન્મ તણીતોડી-બોલો૦
સાખી—હાથે આવી હંસલો, ઉડી ગયો આકાશ;
જઇ બેઠો દુર દેશમાં, હવે મળવાની નહિ આશ,
મરજાદા મેં કુળની છોડી, (૨) તમ સંગે મેં પ્રિતી જોડી (૨)
ઉઠો ઉઠોને અંતરની કરીએ વાત, રાત રહી હવે થોડી—બોલો.

**મનુ-મણી—**

અટંપટં કંઇ કંઇને સમજાવી, ભાઈ પૈસા પેદા કર્યો કામનો અટંપટં,
માત પિતા સુત બંધુદારાને બેનડી,
વ્હેવાર વસુત્રીન નામનો બસબસ......અ૦
માનને ખાનપાન પૈસાથી થાય છે,
મોટો વેપાર જગદામનો બસબસ......અ૦
પૈસાની પ્રીતડી, સંસારની રીતડી પૈસો પ્રભુ આખા ગામનો, બસબસ-અ૦

**બલીરાજા—**

મારી સજની, તું ક્યાં રમી આવી રજની, સાચું બોલ બોલ બોલ?
શાણી સૈયર, તું શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ છોડ.
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કુરમાણી!

પરસેવો તને કયાં વળ્યો. તારી ભમ્મરું કયાં ભીંજાણી—સાચું૦
કાળો ભ્રમરો શિર પર બેઠો, ઉરાડતાં ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ, મારી ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો૦
કસ્તુરી તારા અંગે મહેકે કુસુમ કળીના હારો,
નયન રહ્યાં છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચું૦
ચંદ્ર સરોવર નહાંવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો૦

**બલિરાજા—**

કાયર તે નરને સમજો જે કરમે હસ્ત મૂકી ફરતા,
નસીબ માની બેસી રહેનારા, દીઠા રડવડતા—કાયર૦
ઉદધી અંદર ઉતરતા તે, મોતી પામી નિકળતા,
તીરે રહી જોનાર તમાસો, નહિ કોડી મેળવતા—કાયર૦
નાનું બાળક ભણતાં પંડિત, પાણ ઘસે છે દોરી;
ભાગ્ય કસોટી ઉધમ કરીને, તજીએ નિરાશા ઝોળી—કાયર૦

**બલિરાજા—**

લાડકડી તારા લાડ કોડ સૌ પુરા કરશે કંથ,
સખી તું શીખજે પ્રેમનો પંથ ગ્રંથ (૨)—લાડકડી.
પ્રિયતમ જ્યારે મંદિર પધારે, સામી લેવા જાજે,
સ્નેહ પુષ્પથી શ્યામ વધાવી, પતિ ગુણ ગીતા ગાજે,
ચરણ પખાળી પ્રાણનાથનાં, વિંજણલે વાયુ વાજેરે—લા૦
હું છું નાની નાર નવેલી પ્રથમે શરમ બહુ આવે,
છબીલા કદી છણુકાઇ જાયને, મુજને નહિ બોલાવે;
ચાલાકી બતલાવો એવીકે, રસિયો મને રીઝાવેરે—લાડકડી૦
ખાનપાન ભોજનની સેવા, નિજ કરમાં તું સ્હાજે;
સ્નેહ મંદિરે શ્યામ બોલાવી, અંતર ઉભરા ગાજે,
નયન કટાક્ષે લાલ લોભાવી, અધરામૃત પીજે પાજેરે—લાડકડી૦

**બલિરાજા—**

ગોળખાઓ લ્યો ત્રંબક તડાકીયા,
લાવો લાવો ફરશુરામ ફડાકીયા;
બને જુઠાને લુચ્ચા હડાકીયા—ગોળખાઓ૦
કન્યામાં કંઇએ કેણ નથી, તમે હૈયામાં હિમત ધારજો.
વર છે રૂપાળો વિદ્વાન વસણાગીયો,

કામ દેવ કેરો અવતારજો—ગોળખાઓ૦
જોશીને વૈદ મળ્યા વેવાઇ હોંસીલા,
ઘડીઆં લગન નિરધારજો.
વહેલા પધારજો મળજો મંડપમાં,
આનંદ આવશે અપારજો—ગોળખાઓ.

**બલિરાજા—**

જાઓ જાઓ ના સતાવો, ઠગારા છબીલા છેલ;
આઘા રહો અલબેલા અડશોમાં—જાઓ૦
અંક ભર્યાના સમ ખાઓ તો, સાચી વાત સમજાવું.
મન મોહન કાળા છો અડતાં હું કાળી થાઉં—આઘા૦
તું મુજને અડતાં શ્યામ બને, હું કેમ ન થાઉં ગોરો?
રસની ગાળો સાકર જેવી, આજ ઉતારૂં તોરો—આઘા૦

**બલિરાજા—**

વશ કીધો તેં વીર મારો, જે ગુણિયલને બહુ સારો
નથી વાંક જરા કાંઇ મારો, નણદલ તમ વીર ઠગારો
રંગ ભુવનમાં હતી એકલી, આવી અડપલું કરી ગયા
ચુંબન કરી ભરી અંક મીલાવી મોહન મનડું હરી ગયા—નથી.
વસંત જોબન ફુલવાડીમાં, ભૂલો પડી ગયો ભ્રમરો,
લાલચ આપી તેં લલચાવ્યો, બંધુ ડાહ્યો ડમરો—વશ.
શરમાળો મને સાન કરીને, કંચુકીની કસ છોડી,
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી—નથી.
વદન ચંદ્ર છબી રતિ લજાવે, ભ્રગુટીકામણ મારી;
બંધુ મારો સરળ હૃદયનો, કળા અજબ છે તારી—વશ.

**બલિરાજા —**

સફળ છે સંતની સાચી કમાઇ (૨)
સંતની સંગત ભવ જળ તારણ,
વેદ પુરાણે ગાઇ............સફળ છે૦
ધ્રુવ પ્રલ્હાદને અંબરીષ રાજા,
ભકિત ધ્વજા ફરકાઈ...........સફળ છે૦

**બલિરાજા—**

આનંદ મંડળ ગાઓ, પરણાવી લેશું લહાવો;
મારી વેવણ રસીલી જોડી શોભશે;

નિરંગી કન્યા કહેશો, મુખ જોઇ તાકી રહેશો--મારી૦
વાહ ઠીક મળ્યું છે ટાણું, એક લુલું બીજું કાણું;
મળો વેવાઇને વેવાણું, ફેરા ફેરવોને ઝટ.--આનંદ૦
ફડાકિયા વૈદ જોશો, હોળીને દહાડે રોશો;
કેવી જાન જોડી હું આવું, દુનિયામાં ડંકો વાગશે-આનંદ.
તડાકીયા કહું તમને, અતિ ઉમેદ મનમાં અમને;
વાજાં વગડાવું જો જો, ફરશુરામનો ફડાકો--આનંદ૦

**બલિરાજા--**

અમૃતથી પણ અતિ મીઠી લાગે, માતપિતાની સેવા,
જનની જનકનાં પદપૂજન તે, મધુરા મધુરા મેવા--અમૃતથી૦
સ્નાન ધ્યાન સંધ્યા તર્પણ કરી, અગ્નિહોત્ર સુધારે,
પ્રેમે ન પૂજે માતાપિતા પદ, વૃથા વખત તે ગાળે-અમૃતથી૦
માતા પિતા દેવી પાર્વતી, પિતા શિવ મહાદેવા;
સપુત પુત્ર આ સંસારમાં, કરે પિતૃ પદ સેવા--અમૃતથી૦

**બલિરાજા--**

કરી છેતરપિંડી કન્યા લુલી પરણાવી જાઇ,
ફરિયાદ કરૂં છું સરકારમાં;
ચંદરીયો શંકરીયો વર છે કાણો;
તળ તારૂં તપાસ પળવારમાં.
કેતોતાં કન્યા છે ચંપાની પાંખડી,
કામદેવ જેવાની ફુટેલી આંખડી;
લુચ્ચાના પીર તને, જાણ્યો ફડાકિયા,
ઠગ છે પાટણનો તું, ત્રબંક તડાકીયા,
ચુપ, ચુપ, ચુપ,
જા, જા, જા,
અહીં નથી ધરાળકે ઉલાળમાં--કરી૦

**બોલતો કાગળ—**

રંગી આ દુનિયાના રંગી તે રંગી બેરંગી દુનિયા દોરંગી,
સાગર પાણી શીતલમાં, વડવાનલ તેના તળમા,
આગને પાણી બન્યાં સંગી૦-૨
આજે અંગી મનાતા, કાલે ભુજંગી થાતા;
કોણ ભુજંગી કોણ અંગી-૩
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે,
પ્રભુની પ્રભુતા એ દોરંગી-૨

હેમલતા--

નહિ બોલ કોયલ કરી કરી ટહુકાર,
મને કાળજે લાગે કટાર, હજી હું છું કુંવારી નાર-નહિ૦
વસંતનો રંગ જામ્યો લતાને, વૃક્ષ ભેટી કમા ખાય;
યૌવન પુષ્પ જે ખીલ્યું હમારૂં, ભોગી વીના કમાખાય;
મારી જાગી જાગી રાત જાય, તેમાં તું વળી વેરણ થાય-નહિ.
શાખ તું રાજ, ખાલી મદનનો આ બાળામાં લાવે વિકાર
હારી રતીનાથ, જોડીને બે હાથ વિનવુ છું અહીથી પધાર;
મારો નાથ નથી આધાર, તારી મદને ઉતારી દેનાર-નહિ.

ઇંદ્રાવતી—

કરવા ચાહો છો શું ! પાપી કૃત્યો ઘોરનાંરે ?
અંતે રે, શો નહીં કો જગમાં, એકે તોરનાંરે—ટેક
વૈભવનો લ્હાવો લેવામાં, સેતાની સેવા કરવામાં,
ગોળ ખોળ કેવાં, ફળ છે, ઝેરનાંરે.........ક૦
વેદ તણાં વાકયોને ચુકી, બેસો કાં ! તે ઉપર થુંકી ?
વીષય કુપમાં ઝુકી, લાયક મારનારે.........ક૦
કાળાં ધોળાં કરી કરોડો, ગરદન ગરીબતણી શું મોડો ?
પાછળ પડશે જોડો, લક્ષણ ચોરનારે......ક૦

બોલતો કાગળ—

ફુલણજી ફુલોમાં ઝાઝા ફૂલ્યું ફુલ ફુલી કરમાશે,
ફુલી કરમાશે ખિલેલું આખર ખરી જાશે,
સરખા દિવસ ન ગયા કોઇના તેમ નહિ જાશે,
રેંટતણી ઘટમાળ ભરાશે ભરાઇ ઠલવાશે......
ઉજળુ એ સહુ દુધ આજ અભિમાને દેખાશે,
જ્યારે પડશે કાળ ઝપાટો ત્યારે સમજાશે......

હેમલતા—

દીકરી ગાય સમ કહેવાય.
દોરે વડીલ ત્યાં જાય—દીકરી
બાલ્ય કળામાં માત તાતના આશ્રયથી રક્ષાય,
યૌવનમાં લલના લજ્જાવું, રક્ષણ પતિથી થાય-દીકરી
વૃદ્ધાવસ્થામાં સુત રક્ષે, પરાધીન પ્રેમદાય,
ત્રણે કાળમાં સ્વતંત્રાથી નારી દુર જણાય-દીકરી

બોલતો કાગળ—

માલી વિનાની ખાલી જોબન તણી ફુલવાડી,
હાએ સુકાઈ ચાલી, પણ નાવે જીવન માલી.
ગાલ ગુલાબ તણી ગઇ લાલી, નરગીશ આંખ નમી મદવાળી
લ્યો સંભાળી જીવન માલી
પાણી વિનાની ડાલી તાપે તપી હરિયાળી

બોલતો કાગળ—

આવો કોઇ વૈદરાજ ઓસડ અજમાવો
આ લાગી લગન વિસરાવો,
પ્યાલો જે પ્રીતિનો ઝેરી પીવાણો તે,
પાછો કઢાવો યા પચાવો.
કહે છે કોઇ કંઈ કાન કંઇ સાંભળે છે;
કંઇ કહેવા જતાં આ જીભથી કંઈ નીકળે છે.
જવાનું કયાંય ને આ પાય કયાં આડા વળે છે.
થતું નથી કંઈ બીજું પણ ચિતડું ભડભડ બળે છે
એ છોડાવો લગન આ મિટાવો અગન, શાંતિ લાવો.

બોલતો કાગળ-

સુખ હોય જો નારને નાથ તણું,
ગણે સ્વર્ગીય સુખ સહુ તરણું.
સતિને નહિ માન તણું સર્મણું.
ધિક્ક તે અધમાશ્વરે જે રસણું;
પતિ પ્રેમ પિપૂષનાં પાને ઠરે;
નિત્ય સ્નેહ સરિતામાં સ્નાન કરે;
બની દાસી વિલાસી ઉદાસી હરે,
મનવાણી ક્રમે પતિસહ વિચરે;
પતિ સેવી સંસાર સમુદ્ર તરે.

બોલતો કાગળ—

બચ્ચા કચરા, કંઇ સાવધ થા, બુબખ બુઢઢો ચસકેલ દીસે,
આ ધનચકર મોહિની દીપપર, જો મીણ બની પીગળેલ દીસે.
કાંઇ દાળમાં છે કાળું એ નકકી થયું
શું ખરો છે ભેદ એ તો જાણવું રહ્યું.
પાસને નાપાસનું દરદ નવું થયું,
શરમ શરમ બુઢ્ઢાનું હવામાં ઉડી ગયું.

ઓઢાણો—

તારી ધીરે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાળા,
તારી મજરે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાળા,
ઘોડા છુટયા થાનસે પીછે પડી પોકાર,
દશ દરવાજા બંધ હુવા તોભી, નીકળ ગયા અસવાર-તારી.
ગંગા કીનારે ઘર કરો, અને નહાવો નિર્મળ નીર,
આપ્યા વિના શું પામીએરે, તે કહી ગયા દાસ કબીર-તારી.

ઓઢાણો—

રસ લૂટો રસીલા રંગ માણો મોજીલા,
મારી જોબન કળી આ રસમાતી,
(સ્વ) મારા મનની વરણુ કળી થાતી,
પવન હાળું, હું પાલવે આ,
બ્રહ્મચારીને એનારે બાના,
વાહ બ્રહ્મચારી, વાહ ચટકાળી,
કંઈ કામણ કીધું ભારી,
બાળો ભોળો બ્રહ્મચારી, રસ૦

હેમલતા—

રે લાગી લગની લાગી, મેં લાજ આજે ત્યાગી;
રે વાગી મંછો વાગી. ઓહ પ્રેમ ગોળી વાગી—
ઓહ લેડી લટકાવાળી, તેં મારી કાતિલ ગોળી,
રાતલડી બીજે ગાળી, છાતલડી-છેલા બાળી—રે લાગી૦
શાને તરસાવે વ્હાલી પા અધર સુરાની પ્યાલી,
શી વાત કરો બેતાલી, હું તો મારે આ ચાલી,
છોડો વાલમજી, છેડો-છોડો,
તોડો, રાણીજી, પડદો તોડો;
હાં હાંરે છોગાળા, શેઠાણી ઉઠશે જાગી—રે લાગી,

હેમલતા—

વનીતા જન્મનું સન્માન
પતિસ્નેહ સુધારસ પાન. વનિતા૦
નરપતિ પતિ છે સદન રાજ્યના, પ્રમદા માત્ર પ્રધાન;
આજ્ઞાવશ નૃપનાં થઇ રહેવું, પ્રધાનનું એ ધ્યાન. વનીતા૦

વનિતા મૃદુતાની પ્રતિમા છે, પુરૂષ કઠિન પાષાણ;
પુરૂષરૂપ આ જડ શરીરમાં ચપળા ચેતન પ્રાણ,
વનિતા સ્વર્ગની છે લ્હાણ,
હો અજવાળી હોય રાત પણ થાય ન દિવસ સમાન;
ભોગ્ય વસ્તુ છે કુસુમ કામિની, ભોગિભ્રમર નર માન, વનિતા૦

હેમલતા—

મશહુર જે જે બ્યુટીઓનાં છે જગતમાં નામ,
તે શીરી લયલી ને જુલયખા નાર લાલા ફામ,
ગણાય ઇંદ્રકેરી અપ્સરાઓ રૂપધામ,
પણ મારી મિસિસ્ પાસે તેનું વેલ્યુ એ બદામ,
કવી છે વાંદરા જાણે ન રસ જરા,
કિસ્સા ખોટા ખરા લખી લાવે પરીપરા,
મિજાજ આકરા, ધુર્તતા ધરો,
ન ચાલે પાધરા કદાપિ સાંઢ ખાધરા—
મુન્સી કવી પોયટ બધા બની ગયા હજામ,
કલમ કનેથી લીધું ખાસ અસ્તરાનું કામ,
મૂંડી નાંખ્યું માથું પુઅર બ્યુટીનું તમામ,
ન બ્યુટીઓના લિસ્ટમાં મારી મિસિસનું નામ–કવી છે.

બોલતો કાગળ—

હું તો ઇચ્છું છું પતિ તમ્હારી સેવા;
મને અન્ય વિષયથી નહિ કંઇ લેવા દેવાં,
મલ્યે છાશ બાકળાં ખાઇને પેટ ભરીશું;
મળશે તેપર સંતોષ ગુજર કરીશું;
પતિના એઠા ટુકડા, તે મીઠા મેવા—
કંચન નહિ પણ સૌભાગ્ય કાષ્ટની ચુડી,
મંગળદા તે સતી નારની મુડી,
કાચાં સુતરને તારે બંધાયા એવાં—
જાડે કપડે પણ અંગ સહુ ઢંકાશે—
પતિ સંગે પર્ણકુટી મહાલય સમ થાશે;
પતિસ્નેહ દૃષ્ટિએ અમે વેચાયા જેવાં—

**બોલતો કાગળ—**

શરમ, શરમ, શરમ, શરમ, બોળવા બેઠો નામ,
ગુલામ ઇજ્જત લિલામ, ખાનદાનનું જરા નવ ભાન,
થાય આજ થાય છે બુઢ્ઢાની આબરૂ લિલામ,
જાય આજ જાય છે સસ્તામાં ખાનદાન માન;
છે ખરીદનારનો ચઢાવો તે ફુટી બદામ,
એક—બ—ત્રણવાર, સોદો તમામ,
ક્યાં ધનવાનતણું ખાનદાન, ક્યાં એ ગરીબ નોકર ગુલામ,
નાક કપાવ્યું સહુ ઓળખીતામાં થુથુ કહી સહુ થુકશે ગામ.

**નંદબત્રીસી—**

ગંગાજળ નિરમળ સમુ, શુધ પવિત્રજ સાર:
તેવું કુળ જો માહરૂં, (તો) પડ પાસા પોબાર.

હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત સાર;
પીધા વીણ પાછો ફર્યો (તો) પડ પાસા પોબાર.

સત્ય ચુકે જો સાધવી ધરા ન ઝીલે ભાર.
તે ગુણ જો હોયે મુજ મહીં (તો) પડ પાસા પોબાર

નાગ મુખે અમૃત ઝરણ ચોર કને ભંડાર,
કામી પાસ રહે કામીની (તો) પડ પાસા પોબાર.

મીઠો આંબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર;
તેવું કુળ જો માહરૂં, (તો) પડ પાસા પોબાર

વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર;
દીઠું પણ અડક્યો નહીં, (તો) પડ પાસા પોબાર.

અહલ્યા સીતા દ્રૌપદી, સતી ખરી નિરધાર;
તેવું ચિત જો માહરૂં, (તો) પડ પાસા પોબાર.

ભુખ્યા આગળ જો ધરે ઉત્તમ ભોજન સાર;
ખાધા વિણ ઉઠે નાહ, (તો) પડ પાસા પોબાર

સંન્યાસી—

ચાલો લટકેથી ચાલ, બની અલબેલા લાલ
ખુબ મીલાવ્યો લાલ, વરણાગીઆ
ભલી લાગી છે ભાલ, થયા નસીબેન્યાલ
વાહરે ફાંકડાજી તાલ, વરણાગીઆ,
મોઢલની બે જોડો મંગાવો, પીઠી ચોળાવો પ્યારા,
હીરા મોતીના હાર પહેરાવો, ફરૂં ફેશનમાં પ્યારા,
ગીતો ગવાડું લાંબા લ્હેકેથી પડઘમ ઢોલ મહી સારા ખરરર–ધુમ
પરણે છે લાલ લટકાળા. પેરીને વરમાળા, છબીલા છોગાળા
રે લાલ વરણાગીઆ—ચાલો૦

ઇંદ્રાવતી—

ભાવ ધરીને ભજીએ નાથ, શરણ અમારૂં કૃષ્ણ હરિ,
વરદાયક શુભલાયક પ્રભુજી
નીરધાર આધાર, અધમ ઉદ્ધારણ
તારણ દેવ હરિ,...........ભાવ.
અજામેળ ગજ ગણિકા પ્રભુજી,
પાંડવની કરી વ્હાર, તાર્યો વ્રજ દેશ,
દયાળુ દેવ હરિ............ભાવ૦
દુ:નીયા ભય આ ભવ માંહી પ્રભુજી,
સુખના છો દેનાર સેવના હ્યો,
સ્વિકારી દેવ હરિ............ભાવ૦

ઇંદ્રાવતી—

કર્મ ગતિ અતિ અકળ અગમ છે.
વ્હાહરે વિધિ તુજ ગતિ ગહન છે,
નાથ કૃતિ કદિ નાંહી કળાયે (૨)
ઘટ ઘટ વ્યાપી મનહર, આ સુંદરતા,
કુદરતની, રમણિયતા,
સુખ દુ:ખ વારા ફરતી છાયા—
સુરનર મુનીવર મોહી રહ્યા છે,
નહીં ભેદ ભાવિનો જાણી શકયા તે,
સુખકરણી, અમિઝરણી, મધુ વરણી,
પ્રભા પ્રભુની અગમ નીગમ છે—કર્મ૦

બલિરાજા—

સંસારે સાચું રામનું નામ.
માત્ર એક દામ દામ ને દામ;
વાહ ભાઇ દામ, વાહ ભાઈ દામ—સંસારે.
દામવંત તે સહુથી ડાહ્યો, હોય ભલેને હજામ;
દામવંતના દ્વારે જઈ સહુ, સો સો ભરે સલામ—વાહ.
પંડિત કાજી પ્રવીણ પુરાણી રાજા રંક તમામ;
વૈદ વકીલને વેશ્યા સર્વે, દામની પાસે ગુલામ—વાહ.

ઇન્દ્રાવતી—

કરો છલબલ નહીં છેલા, દૂર રહેજો અલબેલા;
જાણું સફાઈ, આ ચતુરાઇ;
છોડો કળાઇ, ગઇ મચકાઇ, હારી હું આઇ,
ચટક ચાલ ફરતી, મન હસ્તી,
નાહી નફ્ટ નિડર થાઓ, જાઓ, છાકમાં છકેલા...કરો૦
બાળ વિશાળ મુખ મૃણાલ,
અમિ ભરિ વાણી રસાલ,
દ્રગ મૃગ સમ જોઈ આ સુંદિર બનું અધિર,
જાઓ પિયુ લાજ શરમ રાખો.
શિદ થાઓ આમ ઘેલા......કરો.

હેમલતા—

પ્રાણ ભુલી જજે હેમ તારી, પ્રણય દે વિસારી હવે;
તારી પ્રેમી આ કન્યા કુમારી, થશે અન્ય નારી હવે-પ્રાણ૦
આજ્ઞા શિર મેં જનકની ચડાવી, શુદ્ધ પ્રીતિ પ્રણયને બનાવી,
તે થયું જે હતું હોય ભાવી, પ્રણય દે વિસારી હવે-પ્રાણ૦
તું થયો આજથી બંધુ મારો, સર્વ છુટયા હૃદયના વિકારો;
થઈ ભલે અન્યનો પ્રાણ પ્રાણ પ્યારો પ્રણય દે વિસારી-પ્રાણ૦

હેમલતા—

ઘાટી ઘટા આ વૃક્ષની વનભાગમાં શોભે સખી.
કલ્લોલ કરતાં પક્ષીઓ, મન સાંભળી લોભે સખી,
એક સ્થળે કલનાદિની, સરિતા વહંતી જાય છે;
શીતલ પવનની મંદ લહરી, સુખદ કેવી વાય છે—ઘાટી૦
કોઈ સ્થળે નાચી મયુરો મંજુ કેકારવ કરે,

કોઈ સ્થળે વળી કોકિલા મદુગાનથી મનડું હરે—ધાટી૦
વિચાર મૃગો સ્વાધીનતાથી ખેલ નાના ખેલતા
કાન્તા ક્રીડાના ચમત્કારો સુધારસ રેલતા—ધાટી૦

**બોડાણો—**

રંગમ કયસે હોરી ખેલુંગી, સાંવરીયેકે સંગ
ધોબી ધોવે મચલે સયલે, ધોબનીયાકે સંગ,
કીસ પાપીકી નજર લગી, મેરી ચોલી હો ગઈ તંગ–રંગમેં
મેરા શૌહર સુસ્સ મીલા હય, રોજ પીવો હય ભંગ,
હાય જવાની હો ગઇ ગારત, પાણી હો ગયા અંગ–રંગમેં

**ઈંદ્રાવતી—**

સુખ દુઃખ કર્મના વ્હેવાર,
રંકના સહુ રાય સરખા, દેવને દરબાર—ટેક૦
જગતનો આ વાસ, સહુને સુખનો આગાર
ધર્મ નિતિ જ્યાં વિરાજે—(૨)
ધન્ય તે અવતાર.........સુખ૦
ધામ ધન જોબન સહુ, જાતાં ન લાગે વાર
જન્મ ધરીને સર્વે જાતાં (૨)
પામિ ભવનો પાર.........સુખ૦

**બલિરાજા—**

ક્યાંયે સરખી સમાણી જોડી ના મળે,
સુનો લાગે સંસાર, એળે જાએ અવતાર—ક્યાંયે૦
ખીલી જોબન ફુલવાડી, પહેરી પચરંગી સાડી;
કંચુકી કમાનવાળી, આંખડી અણિયાળી,
જોવન બહાર જાયરે—ક્યાંયે.
ચંપા કળી સુંદર સરસ, ભ્રમરો સુગંધીના લહે,
કંટક છતાં ગુલાબ કળિપર, ભ્રમરજી રહે;
કસ્તુરી કાળા રંગની, ઉત્તમ સુગંધી છે ભરી,
હું છું રૂપાળી પદમણી તે, મૂર્ખને પાલે પડી—સુનો.

**સ્નેહલતા—**

અહો એ લટક મટકતી ચાલ ચતુરની જોઈ હરખાઉં,
પળે પળ પાણી થઈ જાઉં,
સ્નેહ તણા કાચા સુતર તાંતણીએ ખેંચાઉં—અહો૦
( અલી જોજે, )
સરીતા સાગરમાં ભળું વ્હેલી,

પ્રીય તરૂને વાંટળાઈ વેલી;
શાંત સખી થાતી થહિ ઘેલી,
ઉભા રહો અલબેલા, ઉરમાં વશેલા છેલા,
સખી એ છે અંતર મેલા. સ્નેહ—અહો૦

**ચન્દ્રગુપ્ત—**

કામીઓથી ચેતતી રહેજો ભોળી ભામિનીઓ!
કામીઓથી ચેતતી રહેજો.
વસન્તનો બ્હાર હશે જ્યાં સુધી તમારાં જોબનમાં નંદનવન કેરો,
ત્યાં સુધી તે પંખીઓ લટ્ટુ થઇ વિહરશે, પણ પાનખર
થતે પોબાર જો જો—ભોળી.
ઉગતી જુવાનીની ઉષા મલકાવશે જ્યાં સુધી તમારા મુખ કમળો,
ત્યાં સુધી તે ભ્રમરા રસ ચુમી ચુમી ચૂસશે પણ ઘડપણ
સાંજે તજેલ રોજે—ભોળી.
કેવળ કમલાનન, બિંબોષ્ઠે કુરબાન, માત્ર હરિણુ આંખો પર
કામી ભુલે ભાન,
કાળ જતે જેમ જેમ ઝાંખી ઝાંખી થાય, મુખારવિન્દ,
બિંબાધર, હરિણાક્ષીની છાંય,
તેમ તેમ થાય શીતળ કામીકેરી આગ, ચામડાંના
મોહપૂજારીની એ દશાજ—કામી૦

**ગીતા સુંદરી—**

પાષાણુની આ પુતળી, પણુ હું ન એ શકનો કળી,
ચૈતન્ય અંગો અંગ જાણે જીવતી આ પુતળી.
બ્રહ્માજીએ ઘડી તે ઘડી, કોઈ અજબ પળ આવી મળી,
પુનઃ ઘડી શકશે ન એ, આ તુલ્ય બીજી પુતળી.
હા! બ્રહ્મ કરતાં પ્રેમ વધતો, વાત એ છે નિશ્ચળી.
પ્રેમે ઘડાવી મુજ પાસે પ્રાણુ પ્યારી પુતળી.
આડી નથી મુકાઇ એ તો સીધી પણુ વ્હાલી વળી,
એ તો વળે છે કેમ કે, ચૈતન્ય વાળી પુતળી.
રીસાઇને મુજથી નથી ત્યાં તો વળી એ વિમળી,
મુજ મિત્ર ત્યાં ચોડેલ, જોવાને વળી પ્રિય પુતળી.
ચીતરૂં ચતુરાને હું નિત્યે, આરસે કોરૂં વળી,
આવી મને ચીતારવા, મુજ ચિત્ર જોતા પુતળી.

સરસ્વતીચંદ્ર—

શિતળ ચંદ્ર જેવું, વદન કાન્તિમાન;
નયન મીચી લે તું શાન્તિથી વિરામ.
જાણે જઈ ભેટું એવા ઉમળકા આવે છે;
બોલું કંઇ બોલું ત્યાં તો શરમ દબાવે છે.
કાંઇ કાંઈ અંતર થાય, થાય, થાય, ના સ્હેવાય.
થર થર થર કંપે કાયા, સ્વર થરડાએ છે;
ચાલું ત્યાં તો ચરણો અન્યો અન્ય અથડાએ છે;
લાગી લાગી હાં સ્મર, લ્હાય, લ્હાય, લ્હાય, અસહાય.
જાગોજી જાગો વ્હાલા નિન્દ્રા વીસારી ધો,
રાગી થઇ લાગી વ્હાલા, ત્યાગી સમાધી ધો,
લળી લળી લાગું હું પાય, પાય, પાય, ઢોળું વાય.

---

છપાય છે!　　છપાય છે !!　　તાકીદે નામ નોંધાવો.

ભક્તિ જ્ઞાનનો પ્રવાહ.

ને

# ઘેર બેઠાં ગંગાસ્નાન

કરવું હોય, તોજ આ પુસ્તક ખરીદશો.

# સુર-ભક્તિ-માળા

અથવા

# ભજન સાગર.

જેમાં સુવિખ્યાત કવીવરોનાં હૃદયમાંથી વહેલા ભકતી જ્ઞાનનો પ્રવાહ, સંત મહાત્માની પ્રસાદી. ભક્તિજ્ઞાનથી ભરપુર મોક્ષ આપવાનું પ્રથમ પગથીયું! કળીકાલ-નાં કાળમાં પરમાત્માથી સાક્ષાત્કાર કરવા યોગ નૌકા તે આજ સુર-ભક્તિ-માળા છે.

પ્રખ્યાત ભકતો, સંત મહાત્માઓ,નો ભક્તિમહિમા, જોતો હોય !

સુર-ભક્તિ-માળાનાં પ્રભાવથી જીવ માત્રને વશીભુત કરવાં હોય!

દૈવીજ્ઞાનની પ્રસાદી મેળવવી હોય.

જ્ઞાન પ્રતાપ મેળવી શબ્દ સીદ્ધી મેળવવી હોય.

નામ પ્રતાપથી હૃદય ધરા ફુળાવવી હોય.

અને ભકતોનાં પ્રસાદ યુક્ત, ભક્તિયોગનો

સુર-ભક્તિ-માળા ખરીદશો.

ઓનો ભરપુર સાગ

પુસ્તક સાથે

પ્રાતસ્મરણી.

કીંમત.

અલગ.

મારીજ પાછળથી

અલગ.

ગુહાશ બુકસેલર.

રત.